


॥ श्री रसेश्वरो जयति ॥

# દેવી વૈદ્યવિદ્યાનું પરમ સત્ય.

## વિશ્વ સુલેહનો ઇશ્વરી અભિપ્રાય.


છપાવી પ્રસિદ્ધ કરનાર.

શ્રીમદ્ રસેશવર્માચાર્ય રસવૈદ્ય.

**મણિશંકર વિઠ્ઠલજી ભટ્ટ**

જામનગર રસશાળાના માલેક.

જામનગર.



પ્રત ૧૦૦૦

સંવત ૧૯૭૫ સને ૧૯૧૯.

શ્રી

# ( દૈવી વૈદ્યવિદ્યાનું પરમ સત્ય )

## [ વિશ્વ સુલ્લેહનો ઇશ્વરી અભિપ્રાય. ]

સાં. ૧૯૭૫ ના માર્ગશીર્ષ વદી ૨ બીજ ને ગુરૂવાર

તા. ૧૯-૧૨-૧૯૧૮

શ્રી સત્યદેવ રસપ ધનવન્તરી આદી જનોએ આ જગત રચના વૈદ્યવિદ્યાને નીયમે કરી છે અને એ નીયમો તોડવાથી રોગ અને દુઃખ થાય છે. અને એ વૈદ્યવિદ્યાના નીયમો સાચવવાથી આરોગ્ય અને સુખ થાય છે. આ વાત સમગ્ર જગત જનોને પ્રત્યક્ષ અનુભવસિદ્ધ છે માટે એમા બીજા પુરાવા આપવાની જરૂર નથી.

આ સમયનું અખીલ જગત અનેક પ્રકારના જુદા જુદા દુઃખોથી પીડાય છે, કોઇને કોઇ પ્રકારનું તો કોઇને કોઇ પ્રકારનું દુઃખ હોય છેજ. રોગ પ્રમાણ તથા મરણ પ્રમાણ પણ વધતું જોય છે, એ વાત પણ નાના મોટાં સ્ત્રી પુરૂષો વીગેરેને પ્રત્યક્ષ અનુભવસિદ્ધ છે. માટે જગત જનોને જો સખી થતું

હોય તો મનુષ્યોને અજર અમર કરનાર તથા મુકિત આપનાર એવી **વૈદ્યવિદ્યાની** ઉન્નતિ કરવાના કાર્યમાંજ પોતાના તન, મન, ધન અર્પવાં એજ આ સમયે શ્રેયસ્કર છે, એ પણ પ્રત્યક્ષ અનુભવસિદ્ધ છે એટલે એમાં બીજાં પ્રમાણોની જરૂર નથી.

આ સમયની યુરોપની લડાઇ, આયુર્વેદના નીયમ પ્રમાણે આગન્તુક રોગની મરકી હતી, એ મરકીનું નીદાન શત્રુ રાજ્ય હતું અને તે શત્રુકૃત લડાઇરૂપ આગન્તુક મરકી (લડાયક રાજ્યનીતિ) મટાડવા મીત્રરાજ્યોયે **विषस्य विषमौषधं** વીષનું ઓસડ વીષ એ વૈદ્યક નીયમ પ્રમાણે પોતે પણ સામી લડાઇરૂપ આગન્તુક મરકીનોજ પ્રયોગ શરૂ કર્યો હતો તેથી તે શત્રુકૃત મરકીનો રોગ મટયો અને આખુ જગત્ મીત્ર રાજ્યરૂપ આરોગ્ય થયું. તે એ રીતે કે જેને આપણે શત્ર રાજ્યો કહીયે છીયે. તે પણ મીત્રરાજ્યો પહેલા હતાં કેમ કે તે ત્રણ મીત્રો ભેળા થઇને તેમણે મરણ રોગનો ઉપદ્રવ કર્યો હતો અને હવે તો તે વૈદ્ય મીત્રરાજ્ય જેણે એમ કરી મટાડી તેના તાબામાં રોગી તરીકે શરણ થયા છે એટલે તે શત્રુ રાજ્યો વૈદ્ય મીત્રરાજ્યરૂપ થઇ ગયાં અને જેટલાં જગતનાં તટસ્થ રાજ્યો રહ્યાં છે તેણે તો પોતાનો કોઇ શત્રુ લેખ્યોજ નથી, તેથી તેતો પ્રારંભથીજ મીત્ર-રાજ્યોજ છે એટલે આ સમયે આખું જગત્ વૈદ્ય મીત્રરાજ્ય-નાજ પક્ષમાં થઇ ગયેલ છે, અને જગત્કર્તા શ્રી સત્ય દેવ રસેશ ધનવન્તરી પીના પુત્ર અને પવીત્ર આત્મારૂપ આદી વૈદ્ય તો જગત્ મીત્ર આદી કાળથી છેજ માટે આ સમયમાં આખું

જગત્ ધનવન્તરી પ્રભુની મીત્રસત્તા તળે પોતાનીજ ક્રીયા, ઇચ્છા અને વચનોથી આવી ગયું છે, માટે મીત્રરાજ્યની સુલેહની કોન્ફરન્સ જે મળવાની છે, તેમાં મતાનુમતે આ બાબ ઠરાવ નીકળશે કે

"હવે સમગ્ર જગત્ પ્રભુ ધનવન્તરી જગત મીત્રની વૈદ્ય વિદ્યાની સલાહ નીચે રહેશે અને પોતાના દેશ, રાજ્ય, અને શરીરો નીરોગી થાય અને સુખમાં લાંબુ આયુષ્ય ભોગવે તેવોજ પ્રયોગ કરશે.

આ ઠરાવ ઉપર જો વૈદ્ય મીત્રરાજ્યો નહી આવે તો અમને ભય છે કે જેમ શત્રુએ લડાઇરૂપ આગન્તુક મરકી ઉભી કરી હતી તેથી પણ વીશેષ ભયંકર લડાઇરૂપ આગન્તુક મરકી આપણા વૈદ્ય મીત્રરાજ્યોમાંથી ઉત્પન્ન કરવાનું કોઇ રાજ્ય નીદાનરૂપ થશે માટે જે દોષ આપણે શત્રુ રાજ્યને દીધો છે અને તેને અપરાધી ઠરાવી શીક્ષા કરવાને લાયક ગણીએ છીએ તેવોજ અપરાધ અને તેવીજ શીક્ષાને લાયક આપણા વૈદ્ય મીત્રરાજ્યોમાંથી નાઠ ન થાય એ હેતુથી આ હક્ક ન્યાયની ધનવન્તરી સત્ય વૈદ્ય મતાની સલાહ જાહેર કરી છે. માટે માનપુર્વક માની લેશો એમાંજ માન અને માણુસાઇ છે.

આ ધનવન્તરી સભાની સલાહ અને સારવાર તળે ન રહે અને પોતાનું લડાયક બળ હક્કનું રાજ્ય રાખે તે જગત્ મીત્રરાજ્યનો શત્રુ છે, તેને ઠેકાણે લાવવા. મીત્રરાજ્યો નીરોગી કરવા

શસ્ત્ર વાપરવાનાં છે. પણ તે પોતાની મરજી મુજબ નહીં પણ વૈદ્ય મીત્રજનની અનુમતિ મેળવીનેજ વાપરવાનાં છે.

---

સંપુર્ણ સર્વોપરી સત્તાનાં ધનવન્તરી
ધર્મરાજયના કર્તવ્યો સંબન્ધી ધનવન્તરી

# પ્રભુનો ઈશ્વરી અભિપ્રાય.

ધનવન્તરી પ્રભુની સર્વોપરી સત્તા પ્રત્યક્ષ છે તેનો પ્રત્યક્ષ પુરાવો વ્યવહારમાં એ છે કે સમય દુનીયાના શહેનશાહો અથવા મહાન પુરુષો અને ધર્મગુરુઓ ઉપર સર્વોપરી સત્તા વૈદ્ય દાકતર કે હકીમની પ્રત્યક્ષ અનુભવીયે છીયે તે એક ઉપર કહ્યા મહાન સત્તાવાળા પુરુષોને પણ પોતાની તબીયત સાચવવા રોગથી મુક્ત થવા વૈદ્ય દાકતર કે હકીમના વીચારો પ્રમાણે ચાલવું પડે છે. અને તમામ મનુષ્ય આદી પ્રાણીના વ્યવહાર પણ જીવન સાંચવવા સારૂજ પ્રવૃત્તિમય છે. માટે ધનવન્તરી પ્રભુની સત્તા નીચે જવાથીજ રોગ મુક્તિ સુખ અને પરલોકમાં સ્વર્ગપ્રાપ્તિ થાય છે માટે ધનવન્તરી પ્રભુની સત્તા માની લેવામાંજ માન અને ગૌરવ છે.

શ્રી જગતકર્તા, સત્યદેવ, રસેાા ધનવન્તરી આદીવૈધનો વીગે મહાન ઇશ્વરી ચમત્કાર એ છે કે પોતાનું વૈધ વીધાનું ધર્મરાજ્ય પૃથ્વી ઉપર સ્થાપી સુલેહનુ સામ્રાજય પ્રજાના પ્રતિનીધીઓથી ચલાવવું તેના સાધનભુત આ સમયનાં જગતનો સમગ્ર સુધારો નોખા નોખા યોગ્ય પુરૂષોને પ્રભુયે સોંપેલ છે. તે દૈવી આત્મીક પ્રેરણાથી નોખા નોખા રાજ્યકીય સુધારા, સંસાર સુધારા, વૈધવીધા સુધારા, ધર્મસુધારા, વ્યાપારસુધારા, સ્ત્રીવર્ગ સુધારા, વીગેરે વીગેરે વીગેરે જે કાંઇ સુધારાની જાગ્રતિ નવી નવી છે, તે આ વૈધવીધાના દેવ રાજ્યના સાધનો તૈયાર થયા છે, માટે સર્વ સુધારાના આગેવાનોયે આ દેવરાજ્યની સાથે સંબન્ધ રાખવો, અને તેની સલાહ માનવી તેમાંજ પોતાના સુધારાનું સાર્થીકપણું અને કલ્યાણ છે માટે દરેક રાજા, પ્રજા, ધર્મગુરૂઓ ધર્મીષ્ટો અને પ્રજાના નેતાઓયે આ માની લેવામાંજ માન ભરેલી માણસાઇ અને મોટાઇ છે.

આ સમયના પ્રજા સંઘનું બંધારણ અને જગત્ સુલેહનું બંધારણ કેમ કરવું ! તેજ જગત્ જનોના અખત્યારમાં નથી રહ્યું, પણ પ્રભુએ આદીવૈધ ધનવન્તરી તથા બીજા દેવો અને અવતારી પુરૂષો આચાર્યો પેગમ્બરો વીગેરે વીગેરે જે ભવીષ્ય વાદોથી કહી ગયા છે, અને જે ભવીષ્યવાદો પ્રત્યક્ષ અનુભવસીદ્ધ સાચા પડયા છે તે ભવીષ્યવાદો અને પવીત્ર વચનોથી આ સમયનાં જગતનાં બંધારણની નવી રચના કરવાની છે, અને તેમાંજ જગત જનોનું સુખ અને કલ્યાણ છે. અને એ વ્યવસ્થા બજાવ-

વાનુ કામ આ સેવકને પ્રભુયે ફરજીયાત સોંપ્યું છે. માટે મારી ફરજ પ્રમાણે હું તમને કહીદઉં છું અને તમારે એ પ્રમાણેજ અમલ કરવાનો છે. એજ ઈશ્વરી આના છે.

## પ્રશ્ન.

કોઈ એમ પ્રશ્ન કરે કે આદીવૈદ્ય ધનવન્તરી પ્રભુનાં ધર્મ અને કર્મ શું છે?

## સિદ્ધાંતરૂપ ઉત્તર.

શ્રી જગત કર્તા પરમેશ્વર ધનવન્તરીના ધર્મ સેવક ધર્મ છે, કેમ કે જુવો જગત રચનામાં ધનવન્તરી પ્રભુયે સુર્ય, ચંદ્ર, તારાગણ, આકાશ, વાયુ, અગ્ની, જલ અને પૃથ્વી બનાવ્યા છે ને માણસઆદી પ્રાણીને જીવાડવા તથા સુખી રાખવા માટે છે, અને તે સુખમય લાંબું આયુષ્ય આપે છે તે પોતે સાધનોથીજ સેવા કરે છે માણસમાત્ર તથા પ્રાણીઓ પણ પોતાનાં સુખ અને રક્ષણ માટે પોત પોતાની સેવાજ કરે છે અને જગત સમાજનો પરસ્પરનો વ્યવહાર તે પણ પરસ્પરની સેવા રૂપજ છે, માટે સહુ ધર્મનો સાર સેવાધર્મ છે. અને તેજ પ્રભુ ધનવન્તરીનું કર્મ છે. તે પોતે સેવા ધર્મથીજ વૈદ્યવિદ્યાનું કર્મ કરે છે તેથી માણુસને નીરોગીપણે સુખમાં લાંબું આયુષ્ય આપે છે. માટે ધનવન્તરી પ્રભુનો સેવાધર્મ અને વૈદ્ય વીદ્યાનું કર્મ તેજ આપણે પ્રભુ ધનવન્તરીનાં છોકરાઓને હવે પાળવાનો છે અને તે પણ પ્રત્યક્ષ અનુભવસીદ્ધ છે. તેથી આમાં પણ બીજા પ્રમાણોની

જરૂર નથી અને વીજ્ય ધનવન્તરી પ્રભુનો ચમત્કાર એ છે કે પોતાના શીષ્ય સુશ્રતને ઉપદેશ કરતાં સુશ્રુત ગ્રંથના શારીર પ્રકરણમાં પોતે કહે છે કે,

**प्रत्यक्षतोहि यद्दृष्टं शास्त्रदृष्टं च यद् भवेत्**
**समासतस्तदुभयं भूयो ज्ञानविवर्धनं**

१ પ્રત્યક્ષ આપણે જાયુ એટલે આ જગત્ ઉપરની લડાઇઓ અનેક પ્રકારનાં રોગાદી દુઃખો જે આ સમયે જગત્જનો અનુભવે છે તે

૨ શાસ્ત્રમાં જોયેલું તે થયું એટલે ધનવન્તરી ધર્માચાર્ય આ સેવકને પ્રભુયે પ્રેરેલું પોતાના શાસ્ત્ર પુસ્તકોમાં આગળથી લખેલું તે (પુસ્તક મંગાવી જુવો.)

૩ તે બેની એકતા થતાં એટલે હાલની પ્રજાનાં લડાયક તથા રોગાદી દુઃખો અને અવ્યવસ્થીત સ્થીતિ તથા આગળથી કહેલાં ધનવન્તરી પ્રભુનાં શાસ્ત્ર વચનો જે આ સેવકે કહ્યાં છે તે

૪ બધુ વારંવાર જ્ઞાન વધારનાર છે એટલે ઉપરનાં ત્રણે પદો બરાબર સમજી કર્તવ્યમાં પ્રભુધર્મમાં આવનારને વધારે ઇશ્વરી જ્ઞાન આપનાર છે.

આ શ્લોક ઉપરથી સર્વ નાનાં મોટાં સ્ત્રી પુરૂષોયે એ સમજવાનું છે કે જ્યાં સુધી આ સેવકથી વીશેષ સારી રાપ્રમાણુ

જગત્ સેવા કરનાર કોઇ પુરૂષ કે સ્ત્રી જાહેરમાં ન આવે ત્યાં સુધી આ ભારતબાલની ભારત સામ્રાટ સેવા એટલે સમગ્ર જગતની સેવા કરવાનો છક ફરજીઆત બન્ને તરફથી સીદ્ધ થાય છે માટે મારે સેવા કરવી જોઇયે અને તમારે કબુલ રાખવી જોઇયે તેમાંજ આ સેવકનું અને તમારૂં કલ્યાણ માન અને મોટાઈ છે.

ઇશ્વિરી અભિપ્રાય પ્રમાણે આ સેવકનું તથા આપ નામદારનું હવે પછીનું પ્રથમનું કર્તવ્ય આ સમયે યુરોપની સૃષ્ટી સંહારક લડાઇયે જગત્ જનોનું કેવળ દૈહીક ડહાપણરૂપી મહાકષ્ટ સાધ્ય પશુ રોગ મટાડયો છે. તે ધનવન્તરી પ્રભુનો મહાન ઉપકાર જગતજનો ઉપર થયા છે હવે તેનીજ કૃપાથી આપણે આત્મીક અક્કલ રૂપ આરોગ્ય મેળવવા સારૂ પ્રભુ ધનવન્તરીની દૈવી વૈદ્યવીદ્યાના મંદીરનો પુનરોદ્ધાર કરી દરેક ગામમાં શ્રી ધનવન્તરીનુ સ્વાસ્થ્યરક્ષણાલય રાખી સમગ્ર જગત જનોનાં દુઃખો મટાડી ઇશ્વરદત્ત આરોગ્ય સાચવવા સારૂ એક મહાન મનુષ્યની ફીકર મટાડનાર તથા જગત્‌ની સ્થિતિ બાંધવા સારૂ એક મહાન ફંડની ઘણી જરૂર છે. માટે તે બાબતમાં આપ નામદાર ઇચ્છાનુસાર આ જગત્ સેવકને આશ્રય આપશો એવો આપનો ભરૂસો છે.

આ ધનવન્તરી પ્રભુની જગતાયુર્વેદ સેવાની મંજુરી સત્તાવાર જોતી હશે તો તો તેને ઇશ્વિરી ધનવન્તરી સત્તાના પ્રભુ સંકેતથી, જમાનો તથા કુદરતથી તેનાં તેનાં ધર્મશાસ્ત્રોથી પ્રમાણો સહીત આપવામાં આવશે.

અને લૌકીક રૂત્તાની મંજુરીનાં પ્રમાણો જોતા હશે તો તમામ જગતના રાજ્ય કાયદા અને હાલની યુરોપની લડાઈમાં મીત્રરાજ્યે તથા શત્રુ રાજ્યે કરેલા લડવાના સત્તાવાર કારણો સહીત ઠરાવો અને ભારત સંબન્ધમાં બ્રીટીશનો ૧૫૦) વર્ષ નો હીંદના વહીવટ તથા ભારત સમ્રાટ પંચમ જ્યોર્જનો દીલ્લી દરબાર તથા વીશમી ઓગસ્ટ ૧૯૧૭ નો ઢંઢેરો અને પાર્લામેન્ટની આજ્ઞાથી બહાર પડેલા હીંદ સુધારાનો રીપોર્ટ અને હાલ છેલ્લી ફ્રાન્સમાં મળનારી જગત સુલેહની કોનફરન્સના ઠરાવોનો રીપોર્ટ તથા દીલ્લીમાં મળનાર હીંદ કોંગ્રેસનો સાર તેના દેહીક તથા આત્મીક અર્થોથી આ સેવકની સેવા સમગ્ર જગતની સર્વોપરી ઇશ્વરી સેવા સંપુર્ણ સત્તાવાર છે એમ માનવાને સબળ પરમ્ સત્ય પ્રમાણુ છે. તો આ સમગ્ર પ્રેમ પુર્વક સાંભળવું સમજવું અને તે પ્રમાણે કરવું એજ ધનવન્તરી પ્રભુની જગત્ સુલેહ સાચવવાની ઇશ્વરી આજ્ઞા છે તે આપણે સહુયે માન્ય રાખવી જોઇયે તેમાંજ માન મોટાઇ અને માણસાઇ છે.

આ લેખ સંપુર્ણ કરતાં આશીર્વાદ અપાય છે કે જીવતા રહો' દીર્ઘાયુષી થાવ! નીરોગી રહો! સુખી રહો' ધનવાન થાવ! પુત્ર વાન થાવ! અખંડ સૌભાગ્ય રહો! વગેરે વગેરે મોઢેથા કહેવાથા પણ તે શ્રદ્ધાથી ખુશીથી તથા ઉપકાર સાથે પ્રેમ પુર્વક માની લઇ તેનો બદલો પણ અપાય છે ત્યારે આ સેવક તો મોઢાંના આશીર્વાદ સહીત ખરેખર એ આશીર્વાદ, દેવી વૈદ્યવીદ્યા તાંપ કહેલા રીદ્ધ પારદ આદીના રસાયન પ્રયોગોથી ફળીભુત પ્રત્યક્ષ પુર્ણ કરી બતાવવા માગે છે, તો તેને સહાયના કરી આ સેવકનો અનુભવ

